શ્રી કચ્છઅધિપતિના સેક્રેટરી

# રા. સા. છોટાલાલ વિરહ

અને

# જીવન-ચરિત્ર.

રચનાર તથા પ્રસિદ્ધ કરનાર,

કવિ શીવલાલ ખુશાલભાઈ બ્રહ્મભટ.



અમદાવાદ

પેમાભાને ચકલે, એલીફન્ટ રોડ ઉપર

ધી "નટવર" પ્રિન્ટિંગ પ્રેસમાં

ભોગીલાલ નારણદાસે છાપ્યું.

સંવત ૧૯૬૪. સને ૧૯૦૮.

શ્રી કચ્છાધિપતિના સેક્રેટરી

# રા. સા. છોટાલાલ વિરહ

રચેલ અને

# જીવન ચરિત્ર.



રાગ પરજ.

" જોને વિચારી! તું જીવડા રે, માથે મરણનો માર;
" આજ કાલે ઉઠી ચાલશું, મુકી સર્વે સંસાર." એ રાગ.
છોટાલાલ જસ લેઈ સંચર્યા, સેક્રેટરી સુજાણ;
મીરઝાં મહારાઓ ખેંગારના, બિરૂ પુરે વિદ્વાન. છોટાલાલ૦
દલગીર જેથી દરબારીઓ રે, રાજા નવાબ વજીર;
સુજ્ઞ સાહેબોને પારશી, હિંદુ ઇસ્લામ અમીર. છોટા૦
સુયશ સેવક સુતનો રે, સૃષ્ટિમાં ન સમાય;
ઉભરાઇ ઉંચો ચડયો, મેરૂ શિખરે મહિમાય. છોટા૦
રાજ કાજના કામમાં રે, અનુભવી હોશિયાર;
ભૂમંડળ વિશે ભૂજનો, દીપાવ્યો દરબાર. છોટા૦
કવિ કોવિદોનો માળવો રે, કદર સૌની કરનાર;
અંત્યજન આવે આડુ [illegible], [illegible]

મહાન રાજા વિર પુરૂષનીરે, ખોટ ખલક મોજાર;
જેથી કરીને જેમનો, યથેચ્છ કર્યો ઉચ્ચાર. છોટા૦
ખરા નરોની ખલકમાંરે, ખોટ મુખ ગણાય;
દુઃખી દીસે જેથી જેમનો, વડો વિરહ વરણાય. છોટા૦
મળશકે ઉઠી મહા ભાવથીરે, યશસ્વી કરતા અસ્નાન;
સેવા કરી શુદ્ધ ભાવથી, દેતા વિપ્રોને દાન. છોટા૦
માન મેળવ્યું મોટા રાજ્યોમાંરે, ગણાયા ઘણા ગુણવાન;
સદા ચરણી મહાસાત્વકી, બહાદુર બુદ્ધિ નીધાન. છો૰
સાબાશી મેળવી સર્વમાંરે, મર્તબાહાર મરાલ. ( હંસ )
દાના કહાવ્યા દરબારમાં, વડા વિવેકી વિશાળ. છો૰
પાઠ ભણી પરબ્રહ્મનોરે, પુજતા પોતાના ઇષ્ટ;
સુરતા પ્રોઈ સ્વરૂપમાં, નિર્મળ રાખી સુનીત. છોટા૦
સાધુ બ્રાહ્મણને સહુ પ્રેમથીરે, બહુ વિધ દેતા દાન;
કવિ કોવિદ પંડિતનું, સારૂ કરતા સનમાન. છોટા૦
રાજ નીતી રૂડી રચીરે, ઉમદા યોજી ઈલાજ;
દુકાળ સમયમાં દેશની, જાણી દીલમાં દાઝ. છો૰
ભરત ભુમીના ભૂપમાંરે, મોટું મેળવ્યું માન;
સાહેબ સદગૃહસ્થ સર્વમાં, સારૂ પામ્યા સનમાન. છો૰
જેની જશ કીરતી જગતમાંરે, તેને સ્વર્ગમાં સુખ;
ભાગવતમાં તે ભાખીયું, શ્રીકૃષ્ણે સ્વમુખ. છો૰
પ્રભા પ્રકાશી પુણ્યનીરે, કીધા પરોપકાર;
આ જગમાં જસ વિસ્તર્યો, ખુલાં પ્રભુનાં બારઃ છો૰
અંતકાળે કર્યાં આત્મજેરે, પેર પેરનાં પુણ્ય;
રૂડી ક્રીયા કીધી રાજસી, નેક રાખી ન ન્યુન. છો૰

સુરતા પ્રાઈ સ્વરૂપમાંરે, બાંધી મુકી સુદેહ;
સાગર ભર્યો સગાં સ્નેહીનો, તોડી સબળ સનેહ. છો.
જીવનમુક્ત થઈ જક્તમાંરે, પોંચ્યા પ્રભુને દ્વાર;
ઉદ્ધાર હુવો પરસીતણો, સંશે નહીં લગાર. છો.
પુરૂષાર્થ વિણ પુરૂષનેરે, પડી પ્રેત સમાન;
જક્તની માંહે જાણજો, નીગમ કહે નિરવાણ. છો.
જીવનનું સાર્થક જક્તમાંરે, પ્રભુ સેવાને પુણ્ય;
કીધાં તેઓણે કોડથી, નેક રાખી ન ન્યુન. છો.
જક્તીમાં જોડી જડે નહીરે, પુણ્યકારી પવિત્ર;
ઓછા હશે આલમ વિશે, ખાનદાન ખચીત. છો.
ગજબ ગમી હવી ગૃહસ્થોનેરે, શોકજનક શિવરાજ;
પરોપકારી પરવર્યા, ઉદાર અક્કલ બાજ. છો.

---

## વિરહ સંતાપ મહાડ.

"અમલાંએ નેન ગુમાવી દોલા, પીને દારૂડા." એ રાગ.

શું આ કાળની કરી કે, તું ભુલ્યો ભુવનપતી. શું ટેક.
સંતાપ કરે સો શેહરનારે, રૂડા રાજા વજીર;
સુજ્ઞ સાહેબો પારસી, હીંદુ ઈસ્લામી અમીરરે. તું ભૂલ્યો.
ભડ મહારાઓ ભૂજનારે, ખેંગારજી બુદ્ધાવંદ,
દલગીર હવા દેશાપતી, ચતુર શીરોમણ ચંદરે. તું૦
દિલગીરી દર્શાવી દેશમાંરે, દરબાર માંહેજ ખુબ;
ભુજ પતીએ ભડ જાણ્યાં, વખાણી વડાં વડુંખર. તું૦
કૃપાળુ કરણસિંહજીરે, ભૂપતી કેરા ભાઈ;

...ફસોસી હુવા ઉરમાં, જેમણે છટાદાર કીરતી ભાઈ. તુ૦
...શાહ કરે છે વડેરા, વિજયી વિજયરાજ;
...ગુણ મહા યશ્વી, ઉમદા અક્કલ બાજરે. તુ૦
દલગીર હવા દીલમાંરે, ચુનીલાલ દીવાન;
...ભાઈ અફસોસમાં, ઘણા જે ગુણવાનરે. તુ૦
બહાદુર મણીભાઈતણારે, આત્મજ હીરાલાલ;
અફસોસી હવા ઉરમાં, બાહોશ બુદ્ધિ વિશાલરે. તુ૦
વડા નાગર વડનગરારે, મોહનલાલ મન ઉદાસ;
...ઢી તે સેક્રેટરીના, રાજ'દા આવનારા પાસરે. તુ૦
અવરીશંકર ઘણાં ઉદાશમાંરે, ઈજતદાર અમીર;
કામ કરે જે જરીફનું, સ્વભાવના સુંદીરરે. તુ૦
પ્રતાપી નાગર પેટલાદનારે, ચુનીલાલ અમૃતલાલ;
દલગીર હવા દીલમાં, મતબાદાર મરાલરે ( હંસ. ) તુ૦
રેવન્યુ કમિશનર રાજ્યનારે, વીર વડા વિઠલરાય;
અફસોસ એ અમીરિ હવા, કાળાભાઈ કહેવાયરે. તુ૦
બાહોશ બાપુભાઈ ભલારે, નાજર હવા નારાજ;
દાના સૌ દરબારીઓ, સકળ રાજ સમાજરે તુ૦
અધિકારી અફસોસમાં રે, ચુનીલાલ ગોપાળ;
વડાનાગર વડનગરા, દાના પરમ દયાળરે. તુ૦
બારે અફસોસ હવા ભુજમાં રે, કહેતાં ન આવે પાર;
શોકરૂપી સિંધુ રેલીયા, બાહાળે શહેર બજાર. તુ૦
અફસોસ હવા ઉરમાં રે, ટયુટર હરજીવનદાસ;
કેળવણી દે તે કુમારને, જેમનો ઉમદા અભ્યાસરે. તુ૦
...સ્પેક્ટર ઉદાશમાંરે, વિભુધ વિઠલભા...;

કેળવણીના કામમાં, વરી જેમણે વડાઇરે. ગુ૦
આદિ અધિકારી બહુ વંશીના અફસોસ કરે અપાર;
ભાવનગરે ભૂપના, સામળને સરદારરે. ગુ૦
અધિકારી અજનસીતણારે, સાહેબો સદ્‌ગૃહસ્થ;
અફસોસ હુવા આ સમે. ઓરીસસે સમસ્તરે. ગુ૦
માન ખાતર મરહુમનારે, હારે પડી હુરતાર;
શોકજનક હુવા શહેરનાં, સંભારી સહુ નરનારરે. ગુ૦
માંડવી અંજાર સુંદરારે, વિચારે વડેરા મહાલ;
અફસોસ હુવા ઉરમાં, વૃદ્ધ જુવાનને બાલરે. ગુ૦
જસવીએ જગે જગેરે, સારી વરી શાબાશ;
જેથી કરી જનો સર્વનાં, અંતર હુવાં ઉદાશરે. ગુ૦
મોટા ગૃહસ્થો મુંબાઇનારે, ગોકળદાસ તેજપાલ;
શેઠ જીવરાજ બાલુતણા, દલગીર દાના દયાલરે. ગુ૦
શોકજનક સુરત શહેરનારે, વડોદરાના વીર;
ભરૂચ ગૃહસ્થો ભરૂના, દાના શેઠો દલગીર. ગુ૦
નટપુરી નડિઆદનારે, દલગીર હુવા દેસાઇ;
વિહારી સુતે વિશ્વમાં, વડી વરી વડાઇરે. ગુ૦
રાવ સાહેબ દાના ઘણારે, નાના સાહેબ સુજાન;
અફસોસ હરિદાસાનંદ, સાધુરામ વિદ્વાનરે. ગુ૦
નાવલ નાગર વડનગરારે, પંડ્યા બાલીરામ;
અફસોસ હુવા ઉરમાં, તેજસ્વી તનસુખરામરે. ગુ૦
દાના સોની ઠાકોરનારે, શોકજનક શિવલાલ;
માણેકલાલ મહિસાતણા, વિચારી બુદ્ધિ વિશાલ. ગુ૦
મહીકાંઠાના અફસોસમાંરે, સોની સહુ સુજાણ

જસ્વી જંબુસરતણા, ઉદાર અકલિનાનારે. ગું૦
શોકજનક સિનોડતારે, સોની સકળ સમાજ;
ચિત્ત ઉદાશી ચાંદોદના હુવા, નાંદોદના સૌ નારાજરે. ગું૦
અફસોસ અમદાવાદમાંરે, હુવો અપરંપાર;
ત્રોડે ફાટતાં પ્રતાપીનો, શોકજનક સાંભળી પોકાર. ગું૦
શેઠો શાહુકારો આવીયારે, ધીમંતને ઘેર ધાઈ;
સમશાન કાજે શહેરના, સમય જાણી દુઃખદાઈ. ગું૦
પ્રતાપી પુત્રો તેમનારે, અતિ કરે અફસોશ;
દીલાશ્યે દીલ તેમનાં, ખરી ધરે ન ખામોસરે. ગું૦
મતિલાલ મહા ઉદાશમાંરે, બારીસ્ટર બુદ્ધમાન;
ચીફ માજીસ્ટ્રેટ ઇંદોરના, સર્વોપરી સુજાનરે. ગું૦
ભુજંગલાલ ભારે ઉદાશમાંરે, શ્રવે આવણુ નીર;
પીતા કેરા પ્રયાણથી, વડા વિવેકી વીરરે. ગું૦
નાનાભાઈ બહુ નેહથીરે, કોટી કરે કલ્પાંત;
મનુભાઈ મહા ઉદાસમાં, સુતાને વળે નહિ શાંત. ગું૦
પરસન બા પત્ની તેમનારે, અંતરમાં અકળાય;
કુવા કેરી છાંયડીરે, કુવા માંહે સમાયરે. ગું૦
પ્રતાપી પતીના પ્રયાણથીરે, શોક શરણાં વહે શરીર;
ઉસાસા ઉરે ભરે, ચુવે ચોધારાં નીરરે. ગું૦
આક્રંદ કરતાં અતિ ઘણોરે, નાનીબા પુત્રી પવિત્ર;
પુજ્ય પીતાના શોકથી, નીસાસા નાંખે નીતરે. ગું૦
બાપુજી બહુ ઉદાસમાંરે, વડું કોઈ વિરીત,
સહેવથી સેક્રેટરીએ, પુરણ દાખી પ્રીત. ગું૦
ઝવેર બેનને જાગીરે, લાગ્યો કારી ઘાવ;

રૂઝાવ્યો રૂઝે નહિ રે, ભાઈ ઉપર જેમનો ભાવ. ગુ૦
ડાહીબા તેમનાં દીકરી રે, કલ્પાંત કરે અપાર;
જયા બેન ઝાઝાં ઉદાસમાં રે, સુંદર ને એવે ચાર રે. ગુ૦
અંબાલાલભાઇ ઉમદા રે, જસકારી જમાઈ;
સેક્રેટરીના શોકથીરે. ઉદાસી રહે ઉર છાંઇ રે. ગુ૦
સસરાજીના શોકથીરે. હિંમતલાલ ઉદાસ;
મુઝાએ મનડા વિષે, વાત વદે કો પાસ રે. ગુ૦
ઉદાસી બહુ ઉરમાં રે છોટાલાલ મનસુખરામ.
દીલાશીયે દીલ તેમનાં, પળે નહિ વિરામ રે ગુ૦
કારભારી કૃપાળના રે, ગવરીશંકર ગુણીજન;
અમરશીભાઇ અફસોસમાં રે, બેઉ કરે બહુ રૂદન ગુ૦
સીપાઇ સર્વે ઉદાશમાં રે દાશીઓને રે દાસ;
ખજાનચી આ ખેદથી, અંતરે રહે ઉદાસ રે. ગુ૦
સુમિત્રોનાં દીલ શોકમાં રે, વડા કરેજ વિશાદ;
છટા શું છોટાલાલની, આવવાથી તે યાદ રે. ગુ૦
દીવાન બહાદુર દીપતા રે, અંબાલાલ સાકરલાલ;
ચસ્વી અફસોસી હુવા, દાના દીલના દયાળ રે. ગુ૦
ખતરવટી જે ખરા રે, વિદ્યા વિસારદ વીર;
અચળ રહ્યા અમદાવાદમાં, ઇજતદાર અમીર રે. ગુ૦
લાલશંકર લોક હિતનારા રે, કૃપાળું ક્ષમા કરનાર;
પરોપકારી આ પુરના, ઉદાસ ઉર અપાર રે. ગુ૦
ભવ્ય ભાગી ભોળાનાથ રે, નારાજ નૃસિંહરાવ;
કૃષ્ણરાવ કૃપા નીધી, બુરો બોઇ બનાવ રે. ગુ૦
માનીતા મહિપતરામના રે. રૂડા રમણભાઈ;

…દાસ હુવા ઉરમાં, જેમણે કોરટે કીર્તી છાઈ રે. તું૦
…જન્ટ ઉમદા રાજ્યોના રે, શેઠ મોતીલાલ ભાઇચંદ
અફસોસી હુવા ઉરમાં, મોટા કેરા ફરજંદ રે. તું૦
રતીલાલ રૂડા તેમના રે, આત્મજ અફસોસી ઉર;
હોંશિયારી જોઇ એમની, ઉલટે હરપ અંકુર રે. તું૦
નાગર મંડળ આ નગરનું રે, શેઠો અને શાહુકાર
અધિપતી ઓફીસરો, અફસોસ કરે અપાર રે. તું૦
શોકજનક સહુ શહેરના રે, સાની ગૃહસ્થો બહુ
લાગ વનો લાગડ લખ્યો, અફસોસ તે શું કહું. તું૦
શોકનો સિંધુ રેલીયો રે, બહોળો શહેર બજાર;
સંતાપ કરે સહુ માનવી, છુટે પડી હડતાળ રે. તું૦
ગગાં પડયાં સહુ શોકમાં રે, કરે આંસુ પાત
કરૂણા ઉપજે ક્રુરને, સુણી સુંદરી ઓના સંતાપ રે. તું૦
પથ્થર તો ભાગી પડે રે, એવા વિવિધ વિલાપ;
ગહન ન થાયે સાંભળ્યા, પ્રેમદાઓના પરિતાપ. તું૦
કેનું કઠણ હોય કાળજુ રે. જે જન ધારે ધીર;
વચનો વનીતાનાં સાંભળી તનડામાં લાગે તીર. તું૦
સહૂભાગી આ સંચર્યા રે, દીન બંધુ દયાળ;
વિકાળ હરી આ વિશ્વમાં, ઓગણીસેં ચોસઠનીસાલ. તું૦
છોગાલાલના છેહથી રે, શોક જનક શિવલાલ;
ભળે ન પ્રભા મેહની. ઉગારે ઉઠે ઝાળ રે. તું૦
પરોપકારી કામો કરી રે, આવ્યા સ્વર્ગ મોઝાર;
શાશ્વત સુખ હરી આપજો, કરૂણા સિંધુ કીરતાર રે. તું૦
સેક્રેટરીને શ્રી હરી રે, આપો સ્વર્ગમાં સુખ;
કુટુંબકબીલો પીડને, દેજ્યો ન ફરી દુઃખ રે. તું૦

## સોરઠો.

સાગર આપો સ્નેહ, તોડીને તમે ક્યાં ગયા.
છળ કરી કીધો છેહ, મુળગી ઉતારી મયા.

## ઉદાસી દેખાવ.

"શેઠ સગાળસા સાધુને સેવે; વાણીઆ પાળે વર્ત" એ રાગ.

સેક્રેટરી વિણુ સુંની હવેલી, સુંનો દીસે સૈ ઠાર,
અમદાવાદમાં ઉદાસી ફેલી, અપરમપાર અપાર,
બહોળે બજારોને શેરીરે, દલગીર દીસે વસ્તી ઘણેરી. સે૦ ટેક. ૧

બાગ હવેલી બંગલા સુના, સુની સુંદર સેજ,
દીવાનખાનું દીસતું સુંનું, સુંનાં સિંહાસનો સેજ;
સુની હિંચોળાખાટ અટારીરે, સુંનાં છજાં જાળીઆં ને બારી; સે૦ ૨

ઉદાસ દીસે હુજુર અતીશે, દાના દેશીપતીના દીવાન;
અફસોસી દીસે ઓરીસર, અધિકારી ત્રિર કવિ વિદ્વાન;
વિબુધ વડા નરો પ્રવાસીરે, લૌકીક આવેલ અધિક ઉદાસી, સે૦

આવળો વાયું વાયો તે વેળા, અધિક હવો અંધકાર;
સુંર શશી વાદળે સંતાયા, ધરૂજ્યા મેરૂ મંઝાર,
ખગોળ સહુ ખળભળ્યું ત્યારે રે, ધર્મી સ્થંભ ઘસ્યો તે વારે. સે૦

પત્ની તેમનાં પુરાં ઉદાસી, પ્રતાપી પુત્રો ચાર;
બેહેન ઝવેર બા બહુ ઉદાસી, નાનીબા પુત્રીને પરિવાર;
બાપુજી બાઇ બહુ ઉદાસી રે, લાયક જમાઇયો લખાસી. સે૦ ૫

હાથી ઝુરે હાથી સેરીએ, ઘોડા ઝુરે ઘોડાર રે;
ગાયો ઝુરે ગૌશાળામાં, ભેંસો ઝુરત મોઝાર;
ખાવે નહિ ખડકે પાણી રે, ઉદાસી બહુ ઉરેજ આણી. સે૦ ૬

વિરહે ઢોરોને વનની માંહિ, ઝુરતાં ઝાડ જણાય;
ઝુરે ઝુલ્લે નહિ ફરે મેનુરી તેને, કુંજડો ઠરાવાયા જાય.

ફુલે નહિ ફુલોની કળિયો રે, કેળો સહુ ધરણીજ ઢળીયાં.સે૦ ૭
વિરહે કરીને વનની માંહે, સકળ પક્ષી સમાજ;
કપોત કોયલ કાબરો દેવલી, મેનાં પોપટ બરઢીબાજ;
ચકલાં ચકલીને ચીરીયાં રે, વિહંગ:યાદે ભાન વિસરીયાં. સે૦ ૮
ચકોર ચાસ બુલબુલ ન બોલતાં, મધુરો કરી ઉચ્ચાર;
વારી વિહારી બગલાં સારસ, ચારો ચરે ન લગાર;
ખેદજનક:ખગો હવાં સારાં રે, ભમર આઘે વન ભમનારાં. સે૦ ૯
એહેન કેરો બહુ કરીને, વિસરયો ન હુતો વિયોગ;
એવામાં આ વસ્તી કેરો, બુરો બન્યો સંજોગ;
ઉદાસીએ ઉરમાં ભારી રે, વિસાર્યે ન જાયે વિસારી. ધ્રુ૦ ૧૦
શોકે કરીને સરિતા કેરા, તુટતા જાય તરંગ;
ધીરયાન કે થંભી રહ્યાં તે, ગરવી સાબર ગંગ;
બળી તીર ભયાનક દીસે રે, હરેકનું મન ન હીસે. સે૦ ૧૧
ઉદાસી હદ બેહદ હવી, કહેતાં નાવે પાર;
દુ:ખી દીસે દાખવું તે શું, શોક જન દીસે સંસાર;
અફસોસ ઉર:શિવરાજ ભારી રે, ગયા ગુણી રાજદરબારી રે. સે૦

# ગુણ કથન—જીવન ચરિત્ર.

## ગરબી.

### રાગ સોરઠ.

" ઓધવજીરે સંદેસડો, કહેજો મથુરા મોજાર. "

જે રે દહાડા ગયા નાથજી, ઝુરે વ્રજની રે નાર. " એ રાગ.

છટાદાર છબી છોટાલાલની, ગુણ નીધી ગંભીર;
પરોપકારી પરવર્યા, જેથી દીલ દીલગીર, છટાદાર૦ ટેક
મુખ કમળ વિકાશતું, પરમ દયાનું પાત્ર;
નૈન સુશોભ નેહે ભર્યા, ગૌર શોભતું ગાત્ર;

મનોહર મુરત શોભતી. જાણે ઉદયો આદીત;
સગાં સહોદર ઉપરે, પૂરણ દાખતા પ્રીત. છ૦ ૨
સદાચરણી સાત્વકી, વિદ્યા વિસારદ વીર;
કૃપાળુ કચ્છ દરબારનાં, કામો કીધાં અકસીર;
નિરાભિમાની નિર્મળા, ધર્મ ધુરંધર ધીર;
સહુ કીરતી વરી સર્વમાં, ઇજતદાર અમીર; છ૦ ૩
પૈસા અને પુત્રો તણો, આણ્યો નહી અહંકાર;
શાબાસી સારી મેળવી, દાના ભુજ દરબાર; છ૦ ૪
સુધા સમાં સુશોભીતાં, વડાં વિવેકી વેણ;
કદી નહિ કહ્યું કોઇને, કડવું મુખે કેણ; છ૦ ૬
મુબારકબાદી મેળવી, દેશ અને વિદેશ;
સહુ કામો સારાં કરી, રીઝવી રૈયત નરેશ, છ૦ ૭
મૃષા વચન મુખથી, વદ્યા નહિ કોઇ વાર;
હારદ સમજી હરેકનું, સર્વનો લેતા રે સાર; છ૦ ૮
ચુકે ન ઝઘડા તે ચુકવ્યા, નિર્મળ કરી સું ન્યાય;
ઉભય પક્ષ આનંદીયા, કોઇનાં દીલ ના દુખાય. છ૦ ૯
ઉજ્વળ કીરતી મેળવી, ઉજ્વળ કર્યાં ઉજાસ;
વિશેષે બધા વિશ્વમાં, સારી વર્યા સુવાસ છ૦ ૧૦
ગ્રંથો ઘણા રચ્યા જ્ઞાનના, ઉમદા અસરકાર;
પ્રભુ પારાયણ પ્રીતથી, સબળ સોધીને સાર. છ૦ ૧૧
વંધા વિભૂ સંતરામને, રાખી તનડામાં ટેક;
મંદીર કેરાં મહા ભાવથી, કામો કીધાં અનેક. છ૦ ૧૨
મશહુર હવા મેદની, પરિમલ કરી પ્રકાસ;
ઇજ્જત બાંધી હરેકમાં, ધરી લાયકી લબાસ. છ૦ ૧૩
માન મેળવ્યું મહારાજાઓનું, કર્યાં રાજનાં કાજ;

ગલેફવાળાં ગાલમસુરીયાં, ઉમદાં આશીક નતન. સુતો.
બગી દીધી બહુ શોભતી, મહા તેજનો અંબારરે.
સ્વામિનારયણને સારા પ્રેમથી, અધિક દઇ આધારે. સુતો.
મેવા મીઠાઇ મુકાઇ જેમાં, અનેક જાતના અંતરરે;
પાસણુ અપાયાં વિધવિધનાં, મુદીત હવા દ્વીજ મન. સુતો.
વસ્ત્રાભૂષણો વડાં કીમતી, હુતાં અપારરે;
દક્ષણા લેવા દીજો કેરી, ઠઠ મળી તે ઠાર. સુતો.
દેશ દેશોથી દાના ગૃહસ્થો, અનેક શેહેરોના આવેલરે;
પધાર્યા શ્રવણીની સભામાં, હાઉકા સોની ઠરેલ. સુતો.
કચ્છ તણા કારભારી પધાર્યા, દીપતો દેવા સીરપાવરે;
ઉમદા ગૃહસ્થો અમીરો કેરો, ઝાઝો હતો જમાવ. સુતો.
રૂપશંકર ભોળાનાથ વિગેરે, ગૃહસ્થો પધાર્યા ગુણવાનરે;
અધિકારી ચુનીલાલ આવ્યા, વિગરે વડા સુજાન. સુતો.
શ્રવણી કેરી સભા ભરાણી, મહા મહોટી દબાદારરે;
મનિલાલભાઇ ચીફ માજીસ્ત્રેટે, સારો દીધો સત્કાર. સુતો.
સાતીબંધુ દેશ દેશના, આવેલ હતા જે હરે;
માન દેવા મનિલાલને, પાઘડીયો લાવ્યા તેહ. સુતો.
લાણું આપ્યું લાયક પુત્રે, મહા મોઘુ મુલવાનરે;
આવેલ ગૃહસ્થને હેત કરીને; દેઇ રૂડાં પાનપાન. સુતો.
દેશ તેડાથી દાના ગૃહસ્થો, આવ્યા અમદાવાદરે;
સ્વાગત કીધી સૌની સારી, મોટી જાણી મર્યાદ. સુતો.
મુદીત હવા સૌ મેમાનો, જોઇ રજવટ રીતરે;
મેમાની કીધી મહા ભાવથી, ખરેજ દીસે અમીત; સુતો.
શ્રવણીની શોભા હવી સારી, કહે કવિ શિવરાજરે.
ભગવાનભાઇ મેહેરજીનાં મગળ રહો અમ્રતમાલ. સુતો.

## ગજલ રેક્તાની.

ભલે દરબારી મન ભાવં, છોટાલાલકી છટાના આવં;          ટેક.
અપારો ગુનકે અબ્ધી, પુરે પુણ્યશાલી પ્રારબ્ધી;
ગજબહે દીલપે ગ્લાની, ગયે સેક્રેટરી સહાજાની.          ભલે.૧
બડે બિદ્યાકે બિલાસી, બિમલ કીર્તી સુ બિકાસી;
ગજબ ગમી દીલપે ઘેરી, હુવા મન ખાખકી ઢેરી.          ભલે.૨
કુબેના મસ્વી અભિમાની, જાદે રેમ જીગરે જાની;
કરની કેવલકીની કાસી, પરીમલ પ્રભા પ્રકાસી.          ભલે.૩
સુની ખુબીદારકી ખ્વારી, મુરાદાં મનકી હારી,
ગયેઆત્મ દરસી અનુરાગી, સુરતા સોહંગમેં લાગી.          ભલે.૪
સદગૃહસ્થ સુભાવકે સીરા, સુધાસમી જીનકી ગીરા;
ગયે ગુનીઓકા ગુરાદા, જહાંમે ઝલકતા સેતારા.          ભલે. ૫
પરોપકારી કામમે પુરા, સેક્રેટરી સાત્વકી શરા;
બિસારે કભી નાંહિ બિસરે, ઉસાસા ઉરસે નિસરે;          ભલે. ૬
બિમલ બદન બિકાસી, પરિમલ ખુશબો પ્રકાસી;
જાની જીગરે જહાં ફાની, અછી મુખ ઉચરે બાની.          ભલે. ૭
ઝાહેરકી ઉદારતા જીહોસી, ખુબ ધરી દીલમેં ખામોસી;
મુરાદાં મનકી પાવે, જો કોઇ જીનકે પાસ જાવે.          ભલે. ૮
આલમમેં હુઇ અધિક હાની, ગયે ગુની ગુનકી ખાની;
જીગરકા જખમ નાહી રૂઝે, કૃપાલુ ન કામ હોય દુજે.          ભલે. ૯
મોહ મમતાજીને મારી, ઓછે ઐસે હોશે દરબારી;
કીયા બ્યાન કવિ શિવરાજે, યશ મેલબ્યો અકલબાજે. ભલે. ૧૦
કીયા જહાંમે સુંજસ ઝાઝા, મેહનીમેં જીનકી માજા;
શુદ્ધ કીરતી મોર નાદે ગાજે, મનિલાલ હોનામોર જે.          ભલે, ૧૧

### દોહરા

દેશ તેડું કર્યું દીપતું, આણી ઉર હુલ્લાસ;
ભોજન દીધાં ભાવતાં, સારી વરિ શાબાસ. ૧
ન્યાતો કીધી નગરની, લાયક લાણુ કીધ;
વહેચાયું વિવેકથી, જાહેર જગપ્રસિદ્ધ. ૨
થાળીને વાટકા તણું, મહામોટું મુલવાન;
પ્રશંસા હવી પુરમાં, ખરચ કર્યું ખુરબાન. ૩

### ઇશ્વર ઇચ્છા.

(માત પીતા તમે સાંભળો) એ રાગ.

શ્રી હરીને આશું ગમ્યું તમને તેડી રે પાસ;
સગાં સહોદર સર્વે નાં,ઉર હવાં રે ઉદાસ. શ્રી૦ ટેક
જરૂર શી જગપતીને પડી, ઘણી તમારી ત્યાંય;
લાખોનાં દીલ દુભાવિયાં, શું વિચારી મન માંય. શ્રી૦
મધ્યમ આયુશ માણીને, પુરે પાંસઠમે વર્શ;
શાબાસી સારી મેળવી, શ્રુ થયા રે અદર્શ;
દેશ અને વિદેશમાં, મોટુ મેળ્યુ માન;
કૃપાળુ કચ્છ દરબારમાં, ગણાયા ગુણવાન. શ્રી૦
જીહોરી ઉદારતા, જગમાં જણાવી જેહ;
ઘણુ માન ઘટે તેહનું, તેમાં નહિ સંદેહ. શ્રી૦
"ગેબી અવાજે ગાજીઆ, પશુપતી પુણ્યસ્લોક;"
"જે કરવાને સામર્થ નહી, તેનો ધરવો ન શોક." શ્રી૦
કાયા તે પીંડ પરપોટડો, ઉપજ્યો તે અળપાપ;
બાળકા ભેળો ખપી ગયો, ભાવી હોય તે થાય શ્રી૦

આટે શોક કરેલા મટે નહી, જેનો નથી ઉપાય,
સ્મરણ કરવું શ્રી રામનું, જેથી માયા મુકાય; શ્રી૦
બાલ્યપણમાં બાંધ્યું નથી, આ વિરલ ચરિત્ર;
અતીત કામો કર્યા, કેટલાં હતા પરમ પવિત્ર; શ્રી૦
મારા ખરા દીલની દીલગિરિ, જાહેર કરવા કાજ;
પરોપકારી પરવાર્યા, જાણનાર દેશની દાઝ કેટલા. શ્રી૦
જયવહે આ જગતમાં, પરવારી કીધું પ્રયાણ;
મહાન કામો કર્યા કેટલાં, વળી કરત સુજાણ; શ્રી૦
બારીષ્ટર બહુ આયુશ ભોગવો, મશહુર મતીલાલભાઇ;
ચીફ માજીસ્ટેટ ઇંદોરના, જેમણે વર્તે વડાઇ. શ્રી૦
ભવ્ય ભાગી ભુજંગલાલનું, દીર્ઘાયુશ થાઓ;
વકીલ જેવા વિબુધના, ગુણ દુનિયા ગાઓ; શ્રી૦
સુરવાળા નાનાભાઇ તણું, રહો અચળ અયુશ;
પરિખલપુરી પાળજો, હૈયા કેરી હુંશ શ્રી૦
દીર્ઘાયુશ મનુભાઇ પામજો, સેવી કહું સતરામ;
કુશળ રહો સહુકુટંબીઓ, સગાં મીત્રો તમામ. શ્રી૦
દીલગીરી દરબારીઓ તણી, પ્રભુ કરજો દુર
શોક વિદારી સર્વનો, આનંદ ઉપજાવો ઉર. શ્રી૦
જુગ હાથ જોડી વિનવે, સિરનામી શિવરાજ;
આવું દુઃખ ન ઉપજો, સંતરામ મહારાજ શ્રી૦
ઝાળ ઝંપાવો શ્રીજગપતી, આપો સરવને સુખ
પ્રતાપી પુત્રો તણાં, દારુણ કાપજો દુઃખ; શ્રી૦
પુન્ય પીતા જેવાં કરો, પરોપકારી કામ;
સુયશ મેળવો સૃષ્ટિમાં, સદા સેવું સંતરામ, શ્રી૦

સમાપ્ત.

# વિજ્ઞાપના.

આ ચોપડી અમદાવાદમાં સાંકડીસેરીઃ લાલાવસાની પોળમાં (જે રા. બા. દેસાઇ શ્રીહર દાસ વીહારીદાસજીવીરહ, દી. બા. મણીભાઇ જશ ભાઇ વીરહ. શ્રી કચ્છાધીપતીના યુવરાજ શ્રી વીજયરાજજીનો વીવાહવીનોદ. શ્રીભાવસિંહજી વીવાહ વર્ણન, નાંદોદનાં તાજ કુંવરબાનો વીવાહ-વીનોદ. રાધનપુરના નવાબ શ્રીમહમદશેરખાનજીની શાદીનું બયાન, પાલણપુરના યુવરાજ શ્રી તાલેમ-હુમદખાનજીનો વીવાહવીનોદ, શેઠ ચીનુભાઇ મા-ધવલાલ સી. આઇ. ઇ. નાં ચી. જીવન્તિકા બ્હેન વીવાહવીનોદ, કચ્છદીવાનશ્રી ચુનીલાલ સારાભાઇના ચી. અમરીસલાલનો યજ્ઞોપવિતોત્સવ ને સોળંકીનું નાટક, પંચાળ શેઠ ડાહ્યાભાઇ ઉર્ફે ગીરધરલાલ ભવાનદાસના ચી. હસમુખભાઇ તથા અંબાલાલનો વીવાહવીનોદ) વગેરે પુસ્તકો રચનારને ત્યાંથી મળશે

કર્તા. કવિ. શિવલાલ ખુશાલભાઇ બારોટ.